## વણકરને

વસ્ત્ર વણનારા દેહનું મારા, વણકર ભાઈલા સૂણ
કરગરી કહું તે ધ્યાનમાં લે, ના ભૂલીશ તારો ગુણ.
ભલા જો તું દેહ વણે મારો,
વાણોતાણો વાપરજે સારો.
દેહનો સ્વામી હું બલધારી, જેવો દીસું બળવાન,
તેવું વણી મને ખોળિયું દેજે, રાખજે ભાઈ ભાન.
ઘડી ઘડી ફાટે ને તૂટે,
નકામાં તેજ એમાં ખૂટે.
તેજનો સ્વામી હું, ના વલખાં મારૂં રૂપને કાજ,
રૂપના ભૂખ્યા કોઈને દેહે દેજે સ્વરૂપના સાજ.
વાણાતાણા હોય ભલે કાળા,
રંગી એનાં પાડીશ ના ગાળા.
જાડા જાડા ને ચીકણા જોઈ, લેજે તું હાથમાં તાર,
ઝૂઝવા જાયે આતમ જયારે, અધવચ તૂટે ના તાર.
વાણાતાણા વજ્જરના કરજે,
કુસુમોની કોમળતા ભરજે.
વસ્ત્ર વણનારા દેહનું મારા, વણકર ભાઈલા સૂણ,
કરગરી કહું તે ધ્યાનમાં લે, ના ભૂલીશ તારો ગુણ.
ભલા જો તું દેહ વણે મારો,
વાણોતાણો વાપરજે સારો.

(ઊર્મિ) જેઠાલાલ ત્રિવેદી

## લાવા

પૃથ્વી પેટાળ તારે દવ નિત સળગે, અંતરે તોય તારે
હાસે શે કૂંપળો આ હરિત ! મૃદુલ રે ! અંકુરો કેમ ફૂટે ?
મારે હૈયેય લાવા પ્રતિદિન પ્રજળે, ના શમે ક્રોડ વાતે,
ખાળે ઊર્મિ, મધુરાં સ્વપન, પ્રિયતણી સંસ્મૃતિ રમ્ય, ઓ રે !
માતા આ રંક કેરૂં ગુરુ પદ લઈ, કો ભાવ ઉદાત્ત પૂરો
લાવાની ઝાપટે છો ઉર ડસડસતું, લોચને હાસ વેરે !

(પ્રસ્થાન) દુર્ગેશ શુકલ

## બત્રીશા

( મંદ. શાર્દૂલ. સ્રગ. )

પર્ણો પીળાં સુમન ન મળે, દુઃખદારિદ્ર્ય ભૂંડાં,
જેનાં જીવન શુષ્ક છે શિશિરમાં, ખીલે વસંતે રૂડાં;
વર્ષો વિત્યાં નયનજલમાં, અંગ પ્રત્યંગ કંપે,
એવી ભારતમાતની શિશિરની ક્યારે વસંતે ઉગે?
બત્રીશા પાંગર્યો જો રણભૂમિ ઉપરે
પરિમલ પ્રસરે મુક્તિની પુણ્ય કુંજે!

(શરદ) ૫૦

## શિવને

કદાચ કર્મભાગ્યથી પ્રબળ દુઃખ આવી પડે
અસહ્ય, પણ ઝેરને જરૂર ધારી પીવું પડે,
ગળે તવ ઉતારજો, મુખબહાર ના લાવજો,
મને પ્રભુકૃપા કરી જરૂર એટલું આપજો.

(પ્રસ્થાન) સ્વ. પાર્વતીપ્રસાદ. વિ. વૈદ્ય

## બે મુક્તકો

શોભા ભલેને જનચિત્ત માને,
નિર્માણ કિંતુ ઉપયોગ માટે;
તરુવરો ગ્રીષ્મ મહીં ધરે છે
પર્ણો, શિશિરે પણ ખેરવે છે.

બન્ધુદ્વયે આંતર યુદ્ધ જામ્યે,
વિરાટ સૃષ્ટિ બહુ હાનિ પામે;
વને ઘસાતાં તરુ અન્ય વૃક્ષે,
પ્રચણ્ડ દાવાનળ સર્વ ભક્ષે.

( કુમાર ) રામપ્રસાદ શુક્લ

(૨)

તૃણેતૃણ મહીં ભરેલ વનભૂમિની ધારણા,
છૂપી ઉદધિબિંદુમાં, અખિલ સિંધુની યોજના;
રહી સજીવ કોશમાં અખિલ દેહની ચેતના,
પળેપળ વિરાજતી સકળ કાળની ભાવના.

(પ્રસ્થાન) જયંતિલાલ આચાર્ય

## મુક્તક

કદિ તાતા તાપમાંહિ તાવે, મને દુઃખ નથી,
નથી દુઃખ કસોટીએ ઘસી, કસી જોયાનું;
તોલ ચણોઠીની સાથે ચતુરોએ મારો કરે,
મોટું દુઃખ એજ, સહ્યું જાતું નથી મારાથી.

( કૌમુદી ) રસનિધિ

## બે પાદપૂર્તિઓ

ભણાવતો શિક્ષક ના સ્વ-બાલને,
હજામ કાપે ન કદી સ્વ-બાલને,
ન વૈદ્ય કેરાં સ્વજનો નિરામય,
**'परोपकाराय सतां विभूतयः'**

બૈરી ૭ સાત પરણી, બહુ મોજ માણી,
બુઢ્ઢા ગૃહસ્થ વદિયા સુગભીર વાણી;
"લીધાં વાનપ્રસ્થ, વિરમ્યું મન વાસનાથી,
'સૌંદર્ય શું? જગત શું? તપ એજ સાથી.'

(પ્રસ્થાન) નટવરલાલ પ્રભુલાલ બુચ

## અનુક્રમણિકા

(ગ્રંથ અને ગ્રંથકાર પુસ્તક ૧, ૨, ૩, ૪, ૫, ૬, અને ૭)

 ૬૬૪૦૬